# બંગાળાના હિન્દુઓની દયાજનક સ્થિતિ

બંગાળના વડા પ્રધાન મી. ફજલુલહકને (Challange)
શુદ્ધ તપાસ કરી ન્યાય આપવાનું આવ્હાહન.

બંગાળના સુપ્રસિદ્ધ હિન્દુ નેતાઓ

**શ્રી. બી. સી. ચેટરજી** બાર. એટ-લૉ.

અને

**શ્રી. શ્યામપ્રસાદ મુકરજી**

કલકત્તા યુનિવર્સીટીના માજી વાઈસ ચાન્સેલરે

## બહાર પાડેલું જાહેર નિવેદન



ગુજરાતીમાં છપાવી પ્રસિદ્ધ કરનારઃ—

**શ્રી. પ્રાણલાલ કીરપારામ દેસાઈ**

પ્રમુખઃ—

**ગુજરાત પ્રાંતિક હિંદુ સભા.**

ખાડીયા, સર ચિનુભાઈ રોડ.

**અમદાવાદ.**



કિંમત રૂા. ૦—૦—૬

# બંગાળાના હિંદુઓની દયાજનક સ્થિતિ

**શ્રીયુત બી. સી. ચેતરજી અને ડૉ. શ્યામપ્રસાદ મુકરજીએ બંગાળના વડાપ્રધાન મી. ફઝલુલ હકના આહ્વાનના પ્રત્યુત્તરમાં નીચેનું નિવેદન બહાર પાડ્યું છે.**

બંગાળાના વડાપ્રધાન નામદાર ફઝલુલ હકે એક જાહેર નિવેદન બહાર પાડયું છે. તેમની હંમેશની ટેવ પ્રમાણે એ નિવેદનમાં તેમના પ્રધાનમંડળ અને એ પ્રધાનમંડળને ટેકો આપનારાઓના તરફથી હિંદુઓ પ્રત્યે જે વર્તન ચલાવવામાં આવે છે તેની વીરૂદ્ધ ટીકા કરનારાઓ ઉપર તેમણે હુમલો કર્યો છે. બંગાળામાં હિંદુઓ ઉપર જે જુલમ ગુજારવામાં આવે છે તેની હકીકત તો જાહેર વર્તમાનપત્રોમાં તેમ જાહેર સભાઓમાં અનેક વાર જણાવવામાં આવેલી છે છતાં સત્તાધિકારીઓ એ સંબંધમાં તપાસ સરખી પણ કરવાની બીલકુલ તસ્દી લેતા નથી. ગમે તેવા ખોટા અને તદ્દન પાયા વગરના નિવેદનો બહાર પાડવામાં નામદાર ફઝલુલ હકની બરોબરી કરી શકે એવો માણસ મળવો અતિ મુશ્કેલ છે. પોતાના આ છેલ્લાં નિવેદનમાં નામદાર ફઝલુલ હક હિંદુઓ ઉપર થઈ રહેલા જુલમો સબંધી હકીકતો સાબીત કરવાનું અમને આહ્વાન આપે છે અને જો તેમને એ હકીકતો જણાવવામાં આવે તો તે સંબંધમાં યોગ્ય તપાસ કરવાની પણ તેઓ સાહેબ હિંદુ જનતાને ખાત્રી આપે છે. અમે તેમનું એ આહ્વાન ઉપાડી લઈએ છીએ અને અમારા આ નિવેદન દ્વારા તેમને જરૂરી માહિતી પુરી પાડીએ છીએ. તેઓ તપાસ ક્યારે શરૂ કરે છે તે અમે રસપૂર્વક નિહાળી રહેલા છીએ.

બંગાળામાં તેમ બંગાળા બહાર કોમી કડવાશ અને કોમી વૈમનસ્ય વધારવામાં નામદાર ફઝલુલ હકનો પોતાનો જ હિસ્સો જેવો તેવો નથી. મુખ્ય પ્રધાન થયા પછી પણ નામદાર હકે બંગાળમાં તેમ બંગાળા બહાર જે ભાષણો આપેલાં છે તે અમે અત્યંત ધ્યાનપૂર્વક વાંચેલાં છે.

એમના એ ભાષણોમાં એકજ ધ્વનિ હોય છે અને તે એકે કોમીવાદને પોષવો અને હિંદુઓ વીરૂદ્ધ અજ્ઞાન અને ઝનુની મુસ્લીમોને ઉશ્કેરવા કેટલાક ભાષણમાં તો તેમણે સ્પષ્ટ જાહેરાત કરી છે કે બંગાળામાં તો મુસ્લીમ રાજ્યની શરૂઆત થઇ ચુકી છે. તેમના આવી જાતના ભાષણોને લીધે બ્રિટીશ હિંદના ઇતિહાસમાં કદી પણ નહી ઉત્પન્ન થઈ હોય એવી ભયંકર પરિસ્થિતિ હાલમાં બંગાળમાં ઉત્પન્ન થવા પામી છે. અમારા આ નિવેદનમાં અમે નામદાર હકના પોતાના ભાષણોમાંથી ઉતારાઓ આપવા માગતા નથી કારણ કે અમારી ખાતરી છે કે બંગાળાના વડાપ્રધાન સામે વર્ગ વિગ્રહ કે કોમી ઉશ્કેરણીના ગુન્હા માટે બંગાળા સરકાર કે હિંદી સરકાર કે કોઈ પણ બીજા પ્રાંતની સરકાર, કામ ચલાવવાની હિંમત ધરી શકે એમ નથી.

અમે જાણીએ છીએ કે બંગાળામાં પણ હાલ એવા ડાહ્યા અને સમજુ મુસ્લીમો છે કે જેઓ પ્રમાણિકપણે એવી માન્યતા ધરાવે છે કે આપણા દેશમાં જ્યાં સુધી સંગીન કોમી ઐક્ય થાય નહિ ત્યાં સુધી હિંદ દેશમાં કોઇપણ જાતની સંગીન રાજકીય પ્રગતિ થઇ શકે એમ નથી; અને તેમની આવી જાતની માન્યતાને લીધે બંગાળના હાલના પ્રધાનમંડળ જે રાજનીતિથી બંગાળમાં અમલ ચલાવે છે તે રાજનીતિ પ્રત્યે તેઓ કોઇપણ પ્રકારની સહાનુભૂતિ ધરાવતા નથી. પરંતુ કોમી ચુકાદાને લીધે પ્રત્યાઘાતી અને ટુંકી દષ્ટીવાળા મુસ્લીમોના હાથમાંજ બંગાળાનો રાજ્ય વહીવટ રહેવાનો છે અને તેઓ એવા પ્રકારનો વહીવટ ચલાવે છે કે જેથી કરીને બંગાળાના જાહેર જીવનના દરેક ક્ષેત્રમાં હિંદુઓને અશક્ત અને પાંગળા બનાવી દેવાને માટે પદ્ધતિસર આક્રમણો થયે જાય છે. હાલના પ્રધાનમંડળને ટેકો આપનારાઓ અને કેટલેક અંશે પ્રધાનો પોતે પણ હિંદુઓ વિરૂદ્ધ ભયંકર પ્રચારકાર્ય કરી રહેલા છે અને તેનું પરિણામ એ આવ્યું છે કે બે કોમો વચ્ચેનું અંતર દિન પર દિન વધ્યેજ જાય છે.

આવી પરિસ્થિતિમાં હિંદુઓને વિશ્વાસ આવે એવી તાત્કાલિક તપાસ થવાની ખાસ જરૂર છે. તપાસ કાંઇક અસરકારક નીવડે અને ખરી હકીકત બહાર આવી શકે તેને માટે એ પણ જરૂરનું છે કે તપાસ સમિતિ આગળ જે કોઈ સાક્ષી આપવા આવે તેમને સંપુર્ણ ખાત્રી મળવી જોઇએ કે સત્ય હકીકત જણાવવા માટે પ્રત્યક્ષ રીતે કે પરોક્ષ રીતે

તેમની કોઈ પણ જાતની હેરાનગતી થવા પામશે નહિ અને તેમને પુરેપુરૂં રક્ષણ મળશે. જુદા જુદા જીલ્લાઓમાં અમારી મુસાફરી દરમીઆન અમારા જોવામાં આવ્યું છે કે હિંદુઓ હાલમાં ભય અને ત્રાસના વાતાવરણમાં જ રહે છે. જ્યાં સુધી તેમને સંપૂર્ણ ખાત્રી આપવામાં આવે નહિ કે સત્ય હકીકત જાહેર કરવા માટે તમારો વાળ સરખો પણ કોઈ વાંકો કરી શકશે નહિ ત્યાં સુધી તપાસ સમિતિ ખરી હકીકત મેળવી શકશે નહિ. સત્ય હકીકત જાહેર કરનારાઓને રક્ષણ આપવાનું અમારી સત્તામાં નહિ હોવાથી અમારા આ જાહેર નિવેદનમાં અમે સંપૂર્ણ વિગતો આપી શકીએ એમ નથી તેમ કોઈના પણ નામ આપી શકીએ એમ નથી. પણ જો સરકાર તરફથી તપાસ સમિતિ નીમાય અને એ સમિતિ તરફથી અમે જણાવ્યું તેવા રક્ષણની ખાતરી આપવામાં આવે તો અમે નામ સાથે વિગતવાર સંપૂર્ણ હકીકતો એ સમિતિ સમક્ષ મુકવા તૈયાર છીએ.

બંગાલાના હાલના પ્રધાન મંડળ સામે અમારો **પહેલો આરોપ** તો એ છે કે મુસ્લીમ હિતનું રક્ષણ કરવાને બહાને તેમણે હિંદુઓને નુકશાન કરવાની, તેમને દાબી દેવાની અને તેમના હિતને હાનીકારક નીવડે એવી રાજનીતિ ગ્રહણ કરી છે. . .

**કલકત્તા મ્યુનિસિપલ એક્ટ જેવો એક પક્ષી કાયદો** કરી હાલના પ્રધાન મંડળે હિંદુઓના હિતને સખત ફટકો માર્યો છે. **બી. એ. ડી. ના કાયદાના અમલથી, તેમ નાણા ધીરનારના કાયદાથી** પણ માત્ર હિંદુઓને હદ ઉપરાંત નુકશાન થયું છે. આ કાયદો ગરીબ વર્ગોની સ્થિતિ સુધારવા માટેજ કરવામાં આવ્યો છે એવું જે કહેવામાં આવે છે તે તો માત્ર ખોટું બહાનુંજ છે. **આ કાયદાનો ખરો હેતુ તો મીલકત ધરાવનારા અને મુડીદાર હિંદુઓને કચરી નાખવાનો છે.** એ કાયદાથી અને તેના સખત અમલથી આખા પ્રાંતમાં વસતા મધ્યમ વર્ગના હિંદુઓનું આર્થિક જીવન તદ્દન અવ્યવસ્થિત થઈ ગયું છે.

**સરકારની નાણા સંબંધી સ્થિતિ પ્રમાણમાં ઘણી સુધરી છે, છતાં હિંદુઓની સ્થિતિ સુધારવામાં એક પૈસો પણ ખરચવામાં આવતો નથી.** દાખલા તરીકે આ વર્ષનું કેળવણીનું બજેટ તપાસો. બંગાળા પ્રાંતમાં વિદ્યાર્થીઓની સંખ્યા મોટે ભાગે

હિંદુઓની છે. પણ તેમના હિત તરફ જાણી જોઈને દુર્લક્ષ આપવામાં આવેલું છે. કેળવણી આપતી હિંદુ સંસ્થાઓને સરકાર તરફથી ગ્રાંટ આપતી વખતે કોમી પૂર્વ ગ્રહ અગત્યનો ભાગ ભજવે છે. અને ગ્રાંટ આપવા માટે ના પાળી શકાય એવી વિચિત્ર શરતો મુકવામાં આવે છે. બંગાળામાં કે બંગાળા બહાર અભ્યાસ કરવા જવા માટે જે સ્કોલરશીપો આપવામાં આવે છે તે કોમી ધોરણેજ અપાય છે. સંપૂર્ણ યોગ્યતા ધરાવનાર હિંદુ વિદ્યાર્થીઓ એ સ્કોલરશીપો મેળવી શક્તા નથી ત્યારે એમના કરતાં ઘણી ઓછી લાયકાત ધરાવનાર મુસ્લીમ વિદ્યાર્થીઓને એ સ્કોલરશીપો આપવામાં આવે છે. કોમીલીઆ કૉલેજમાં માત્ર મુસ્લીમ વિદ્યાર્થીઓને મદદ કરવા સરકાર તરફથી આ વર્ષમાં રૂા. ૨૦,૦૦૦ ની ખાસ ગ્રાંટ આપવામાં આવી છે. આવી જાતની ગ્રાંટ આપવા માટે ખાસ કોમીલીઆ કોલેજને કેમ પસંદ કરવામાં આવી છે તેની પાછળ પણ રહસ્ય રહેલું છે. કોઇપણ જાતની ઉશ્કેરણી વગર એ કોલેજના મુસ્લીમ વિદ્યાર્થીઓએ હિંદુ વિદ્યાર્થીઓ ઉપર હુમલો કર્યો હતો. આ સંબંધમાં પુષ્કળ ઘૂમાટ થયો ત્યારે નામદાર હક જાતે એ સંબંધી તપાસ કરવા ગયા. એ તપાસની ખાસ ખુબી તો એ હતી કે જે હિંદુ વિદ્યાર્થીઓ ઉપર મુસ્લીમ વિદ્યાર્થીઓએ હુમલો કર્યો હતો તે હિંદુ વિદ્યાર્થીઓને તપાસ દરમીઆન નામદાર હકકે પોતાની સમક્ષ બીલકુલ બોલાવ્યાજ નથી અને તેમને એક પ્રશ્ન પણ પુછયો નથી!!

કેળવણીમાં અમુક કોમ પછાત હોય તો તે કોમની કેળવણીની પાછળ લાખો રૂપીઆ રાજ્ય તરફથી ખરચવામાં આવે તેની સામે અમારો બીલકુલ વિરોધ નથી, પરંતુ અમે માત્ર એકજ પ્રશ્ન પુછવાની હિંમત ધરીએ છીએ, અને તે પ્રશ્ન એ છે કે બંગાળામાં હિંદુઓની કેળવણીની સ્થિતિ શું એટલી બધી પરીપૂર્ણ દશાએ પહોંચી છે કે તેને હવે રાજ્ય તરફથી બીલકુલ મદદની જરૂર રહેતી નથી? માત્ર ગણી ગાંઠી મુસ્લીમ છોકરીઓ માટે ખાસ બ્રેબોર્ન કોલેજ નવી ઉઘાડવામાં આવે છે અને સેંકડો અને હજારો હિંદુ છોકરીઓ ભયંકર સ્થિતિમાં અભ્યાસ કરી રહેલી છે તેમની કેળવણી, તેમની શાળાઓના મકાનો તથા તેમની રહેવાની જગ્યાઓ સુધારવા માટે એક પણ પૈસો ખરચવાની જરૂર સરકારને લાગતી નથી! ઢાકા યુનિવરસીટીમાં ખાસ મુસ્લીમ વિદ્યાર્થીઓ માટે સરકારને ખર્ચે હક હોલ બાંધવામાં

આવે છે ત્યારે એ યુનિવરસીટીમાં અભ્યાસ કરતાં હજારો હિંદુ વિદ્યાર્થીઓ જેમને રહેવાને કે રાત્રે સુવાને એક ઝુંપડી પણ નથી અને જેઓને એક ટંક પણ પેટ ભરીને ખાવાનું મળતું નથી તેવાઓને માટે ગોઠવણ કરવાને એક પૈ પણ ખરચવાનું સરકારને યોગ્ય ના લાગ્યું! હિંદુઓની અસ્પૃશ્ય કોમો તો કેળવણીમાં મુસ્લીમો કરતાં પણ ઘણી પછાત છે. મુસ્લીમોની કેળવણી પાછળ હાલની સરકાર જ્યારે આમ લખલૂંટ ખર્ચ કરી રહેલી છે અને તેના કારણમાં કેળવણીની બાબતમાં મુસ્લીમો ઘણા પછાત છે એમ કહેવામાં આવે છે ત્યારે આ અસ્પૃશ્ય કોમોની કેળવણી માટે કેમ કાંઇ ખાસ ખર્ચ કરવામાં આવતો નથી? વિજ્ઞાનની વ્યાપારની, ઉદ્યોગની, અને ખેતીની પારિભાષિક કેળવણીના વિસ્તાર માટે તેમતેમાં યોગ્ય સુધારા કરવા માટે ખાસ ખર્ચ કરવાની જરૂર છે, છતાં ઉચ્ચ કેળવણીની એ સંસ્થાઓમાં મુસ્લીમ વિદ્યાર્થીઓની સંખ્યા માત્ર નહિં જેવી હોવાથી એ ખાતે બજેટમાં એક પૈસો પણ મુકવામાં આવેલો નથી. હિંદુઓની વ્યવસ્થા નીચે ચાલતી ખાનગી કોલેજોને સરકાર તરફથી ભાગ્યેજ નાણાની મદદ આપવામાં આવે છે ત્યારે ખાસ મુસ્લીમો માટે નવી ઈસ્માલીઆ કોલેજ કાઢવા માટે નામદાર હકની સરકાર રૂા. ૩૦ લાખનો ખર્ચ આ વર્ષમાં કરે છે! જૂની પ્રણાલિકા મુજબની સંસ્કૃત પાઠશાળાઓના શિક્ષણમાં સુધારો કેવી રીતે થઈ શકે તે સંબંધમાં નીમાયલી સમિતિનો રીપોર્ટ સરકાર પાસે એક વર્ષથી આવી ગયેલો છે છતાં એ રીપોર્ટની ભલામણોનો અમલ કરવાને કાંઇ પણ પગલું ભરવામાં આવ્યું નથી. પણ સરકારે એક નિવૃત્ત થયેલા કેળવણીખાતાના ઓફીસરને જૂની પ્રણાલિકા મુજબ એરેબીક મદ્રસાઓમાં અપાતી કેળવણીમાં સુધારા સૂચવવા માટે ખાસ નીમણુંક કરેલી છે, એ ઓફીસરનો રીપોર્ટ તો હજી આવેલો પણ નથી. છતાં ત્યાર પહેલા એ ખાતે બજેટમાં મોટી રકમ મુકવામાં આવેલી છે. હકના પ્રધાન મંડળ સામે અમારો એ આરોપ છે કે મુસ્લીમોની કેળવણીની પ્રગતિ માટે ઘણું કરવામાં આવે છે ત્યારે હિંદુઓની કેળવણી માટે કાંઈ પણ કરવામાં આવતું નથી. આ આખાએ પ્રશ્ન પરત્વે ખાસ તપાસ થાય એવી અમારી માંગણી છે.

કેળવણીની ખાતાની નોકરીઓમાં છેલ્લા ત્રણ વર્ષમાં મુસ્લીમોની હદ ઉપરાંત ભરતી કરવામાં આવેલી છે અને તેમ કરવામાં એ ખાતાની કાર્યસાધકતાનો પણ ભોગ આપવામાં આવેલો છે. જે ગામોમાં હિંદુઓ કરતાં મુસ્લીમોની વસ્તી વધારે છે ત્યાં હિંદુ વિદ્યાર્થીઓને

માટે ઈલાયદી નિશાળો કાઢવામાં આવતી નથી પણ તેમને મુસ્લીમ વિદ્યાર્થીઓ ભેગા મુક્તાબો માટેના પાઠય પુસ્તકો દ્વારા શિક્ષણ આપવામાં આવે છે. આમ થતું એકદમ બંધ થવું જોઇએ. નહિ તો પાંચ દસ વર્ષમાં હિંદુઓની સંસ્કૃતિનો એ ગામમાં તદ્દન નાશ થઇ જશે. આથી ઉલટું જે ગામોમાં મુસ્લીમો કરતાં હિંદુઓની વસ્તી વધારે હોય છે ત્યાં તો મુસ્લીમો માટે ખાસ અલગ નિશાળો કાઢવામાં આવે છે અને ત્યાં મોલવીઓને ખાસ સિક્ષકો તરીકે રાખવામાં આવે છે અને તેઓ મુસ્લીમો માટે ખાસ મંજુર થયેલા પાઠયપુસ્તકો દ્વારા અભ્યાસ કરે છે. જીલ્લાઓની શાળા સમિતિઓમાં હિંદુઓના હિત ઉપર બીલકુલ ધ્યાન આપવામાં આવતું નથી. માયમીનસીંગ જીલ્લાની શાળા સમિતિમાં તો ચુંટાયલો કે સરકાર તરફથી નીમાયલો એક પણ હિંદુ સભાસદ નથી. કેટલીક શાળા સમિતિઓમાં સરકારી હિંદુ નોકર હોદ્દાની રૂએ શાળા સમિતિમાં હોય છે. પણ તેઓ સરકારી નોકરો હોવાથી સરકારની રાજનીતિ વિરૂદ્ધ તેમનાથી શાળા સમિતિની સભાઓમાં બોલી શકાતું નથી. છેલ્લા ત્રણ વર્ષ દરમીઆના શાળાઓના પાઠયપુસ્તકો તરીકે જે પુસ્તકો મંજુર થયેલા છે તે હિંદુધર્મ અને હિંદુસંસ્કૃતિની દૃષ્ટિએ વાંધા ભરેલા હોય છે. વળી એ પુસ્તકોની બંગાળી ભાષા તથા શૈલી કમકમાટી ઉપજાવે એવાં હોય છે. એ પુસ્તકોનાં લખાણો હિંદુઓના આચાર વિચારોને આઘાત થાય અને તેમની લાગણી દુભવે એવા હોય છે. આવા પુસ્તકો દ્વારા હિંદુ બાળકોને શિક્ષણ આપવું એ તો હિંદુઓને સંસ્કારભ્રષ્ટ અને નીતિભ્રષ્ટ બનાવવા જેવું છે. વળી જે ગામોમાં મુસ્લીમો કરતાં હિંદુઓની વસ્તી ઓછી છે ત્યાં તો હિંદુ વિદ્યાર્થીઓને મુસ્લીમ મુકતાબોમાં ભણવા જવું પડે છે અને ત્યાં એમને ફરજીઆત મુસ્લીમધર્મ પુસ્તકોનો અભ્યાસ કરવો પડે છે.

પાઠય પુસ્તકો પસંદ કરવા માટેની સમિતિના સભાસદો મોટે ભાગે હિંદુઓના વિરોધીઓ હોય છે. જો આ બાબતની તપાસ કરવામાં આવે તો અમે તે સ્પષ્ટ રીતે સાબીત કરવા તૈયાર છીએ. શાળાઓની તપાસ કરવા માટે નીમાયલા ઈન્સપેકટરો પૈકી ઘણાઓ પોતાના કાર્ય માટેની યોગ્યતા બીલકુલ ધરાવતા નથી એટલુંજ નહિ પણ તેમાંના ઘણા ઉપર તો લાંચ રૂશવત લેવાના જાહેર આરોપો પણ મુકવામાં આવેલા છે. આવા શકમંદ ચારિત્રવાળા પુરૂષોને શાળાઓના ઈન્સપેકટરો તરીકે નીમવાથી હિંદુઓના હિતને નુકશાન થાય છે એટલુંજ નહિ પણ કેળવણીના હિતને પણ નુકશાન થાય છે.

મંજુર થયેલા પાઠય પુસ્તકો પૈકી ૬૦ ટકા પુસ્તકો મુસ્લીમ લેખકોએ લખેલા હોય છે. હિંદુ લેખકોના લખેલા ઘણાંએ પુસ્તકો મંજુર થયેલાં પાઠય પુસ્તકો કરતાં હરેક રીતે ચઢીઆતાં હોવા છતાં તેમને મંજુર કરવામાં આવતાં નથી. માત્ર કોમી લક્ષ્યબિંદુ ધ્યાનમાં લઈ સાહિત્ય અને ઇતિહાસના પાઠય પુસ્તકોના મુળ લખાણો-માંથી કેટલાક અગત્યના ભાગ કાઢી નાખવામાં આવેલા છે અને કેટલીક નવી હકીકતો ઉમેરવામાં આવેલી છે.

યોગ્યતા ઉપર બીલકુલ ધ્યાન આપ્યા વગર માત્ર કોમી દ્રષ્ટિએ સરકારી નોકરોની નિમણુંકો કરવામાં આવેલી છે એવા અમે અસંખ્ય દાખલાઓ રજુ કરી શકીએ એમ છે. જ્યારે સંપૂર્ણ યોગ્યતા ધરાવનારા બંગાળી હિંદુઓ મળી શકે એમ હોય છે ત્યારે પણ તેમના કરતાં ઘણી ઓછી લાયકાત ધરાવનાર બંગાળી મુસ્લીમોને અને જ્યારે બંગાળી મુસ્લીમો ના મળી શકે ત્યારે બીજા પ્રાંતોમાંથી મુસ્લીમોને પસંદ કરવામાં આવેલા છે. અત્રે અમે એક દાખલો રજુ કરીએ છીએ. એક સરકારી કોલેજ માટે સાયન્સની ઉંચી ડીગ્રી ધરાવનાર ગ્રેજ્યુએટની જરૂર હતી. આવી ડીગ્રી ધરાવનાર એક પણ મુસ્લીમ ઉમેદવાર નહિ મળવાથી અને એ જગ્યા તાકીદે પુરવાની જરૂર હોવાથી એક હિંદુ ઉમેદવારને એ જગ્યા ઉપર નીમવામાં આવ્યો. એ હિંદુએ એ જગ્યાનો ચાર્જ લીધો અને કેટલાક મહીનાઓ સુધી એણે એ જગ્યા ઉપર કામ પણ કર્યું. એના કામ તથા વર્તણુંકથી એના ઉપરીઓને સંપૂર્ણ સંતોષ થયો હતો અને તેમણે તેને એ જગ્યા ઉપર કાયમ કરવાની એક કરતાં વધારે વાર ભલામણ પણ કરી હતી. છતાં તેને કાયમ કરવામાં આવ્યો નહોતો. એક દિવસ એક મુસ્લીમ ઓચિંતો પ્રીન્સીપાલની ઓફીસમાં દાખલ થયો પોતાના ગજવામાંથી પોતાની એ કોલેજમાં નીમણુંક થયાનો હુકમ કાઢી તેણે પ્રીન્સીપાલને બતાવ્યો. આ હુકમની રૂઇએ મહીનાઓ સુધી સંતોષકારક કામ કરનાર પેલા હિંદુ ગ્રેજ્યુએટને ઘેર બેસાડવામાં આવ્યો અને તેનાથી ઓછી લાયકાત ધરાવનાર મુસ્લીમને એ જગ્યા ઉપર નીમવામાં આવ્યો હતો. આ બાબતમાં ખુબીની વાત તો એ હતી કે આ આખીએ ઘટનાથી કોલેજનો પ્રીન્સીપાલ તદ્દન અજ્ઞાન હતો! આ રીતે કદાચ સંજોગ વશાત એકાદ હિંદુને મુસ્લીમ ઉમેદવારોના અભાવે નોકરી મળી જાય તો પણ તેને હંમેશાં બીતા રહેવું પડે છે કે-

એકાદ દિવસે કોઇ મુસ્લીમને એ જગ્યા ઉપર નીમૂવામાં આવશે અને એને ઘેર બેસવું પડશે. અમુક ટકા જગ્યા મુસ્લીમો માટે અનામત રાખવાંમાં આવે છે એનો અર્થ બંગાળમાં એવો કરવામાં આવે છે કે અમુક વર્ષમાં જે નવી નીમણુંકો કરવામાં આવે તેમાં આટલા ટકા જગ્યાઓ મુસ્લીમો માટે અનામત રાખવી એમ નહિ પણ એ આખા ખાતામાં એકંદર જેટલી જગ્યાઓ હોય તેના અમુક ટકા જગ્યાઓ ઉપર તો મુસ્લીમો હોવાજ જોઇએ. અને જ્યાં સુધી એ ખાતામાં મુસ્લીમ નોકરોની સંખ્યા મુસ્લીમો માટે અનામત રખાયલા ટકા જેટલી થાય નહિ ત્યાં સુધી એક પણ બીન મુસ્લીમને એ ખાતામાં જગ્યા આપવીજ નહિ. વળી મુસ્લીમો માટે અનામત રાખવાની જગ્યાઓના ટકા નક્કી કરતી વખતે યુનીવરસીટીની ડીગ્રી કે જગ્યાઓ પ્રાપ્ત કરવા માટે જરૂરી અનુભવ વગેરે બાબતોની લાયકાત ધરાવનાર મુસ્લીમોની સંખ્યા કેટલી છે તે ઉપર બીલકુલ ધ્યાન આપવામાં આવતું નથી, પણ મુસ્લીમોની એકંદર વસ્તી ઉપર ધ્યાન આપી તેમને માટે અનામત રાખવાની જગ્યાઓના ટકા નક્કી કરવામાં આવે છે. આવા પ્રકારની રાજનીતિનું પરિણામ તો એજ આવે કે વર્ષોના વર્ષો સુધી બંગાળામાં કોઈ પણ બીન મુસ્લીમ સરકારી નોકરી મેળવવાને ભાગ્યશાળી થશેજ નહિ.

કેટલાક જીલ્લાઓમાં તો વહીવટી બધીજ જગ્યાઓ ઉપર મુસ્લીમોનેજ મુકવામાં આવેલા છે. આની પાછળ શો ભેદ રહેલો છે તેની પણ તપાસ થવાની જરૂર છે. પંચાવન વર્ષે નોકરીમાંથી સરકારી નોકરોને નિવૃત કરી દેવા એવો સામાન્ય નિયમ છે. હિંદુ નોકરોના સંબંધમાં એ નિયમ બહુજ સખ્તાઇથી પાળવામાં આવે છે. ત્યારે મુસ્લીમ નોકરો ઉપર ખાસ મહેરબાની બતાવવામાં આવે છે અને તેમને નોકરીમાં એક્સટેનશનો આપવામાં આવે છે.

હિંદુ મંદિરો અને હિંદુ દેવદેવીઓની મૂર્તિઓને ભ્રષ્ટ અને અપવિત્ર કરવાના બનાવો છેલ્લા ત્રણ વર્ષમાં પુષ્કળ વધી પડયા છે. પબના અને સીરજગંજ જીલ્લાઓમાં નિત્ય બનતા આવા બનાવોની વિગતવાર હકીકત વર્તમાન પત્રોમાં પ્રગટ થએલી છે. અમારી પાસે પણ તેની સંપૂર્ણ યાદી તૈયાર છે.

દુર્ગાપૂજા અને કાલીપૂજા માટેના જે હક્કો વર્ષો થયા નિર્વિઘ્ને હિંદુઓ ભોગવી રહેલા હતા તે હકો ઉપર હવે મુસ્લીમો તરફથી

આક્રમણો થવા લાગ્યા છે. આ સંબંધમાં વિગતવાર હકીકતો વર્તમાન પત્રોમાં પ્રસિદ્ધ થઈ ચુકેલી છે. અમારી પાસે પણ આવી જાતના આક્રમણોના લેખીત પુરાવા અને નિવેદનો મોજુદ છે. જો નામદાર હઝ સાહેબ આ બાબતની તપાસ હાથ ઉપર લેવા તૈયાર હોય તો અમે એ પુરાવાઓ અને નિવેદનો તપાસ સમિતિ સમક્ષ રજુ કરીશું.

હમણાં હમણાં હિંદુ સ્ત્રીઓના અપહરણો અને તેમના ઉપર ગુજારવામાં આવતા અત્યાચારોની સંખ્યા પણ ઘણી વધી પડી છે. આ બાબતમાં તો તપાસની ખાસ જરૂર છે. જે રાજ્યમાં સ્ત્રીઓ નિર્ભય નથી, તેમની પવિત્રતા હંમેશાં ભયમાં રહે તે રાજ્યને કદી પણ સુરાજ્ય કહી શકાયજ નહિ. આ બાબતના સરકારી હેવાલોમાં પ્રસિદ્ધ થયેલા આંકડા તો ભયંકર છેજ; પણ અમારી પાસે એવા બીજા અનેક દાખલાઓ છે કે જેના સંબંધમાં પોલીસ આગળ ફરીયાદો થઈ ના હોય કે ફરીયાદો સાંભળવાની કે નોંધવાની પોલીસે દરકાર કરી ના હોય..

મ્યુનિસિપાલીટીઓ અને લોકલબોર્ડોમાં સરકાર તરફથી સભાસદોની નીમણુંકો થાય છે. આ સંબંધમાં અમે એકજ પ્રશ્ન પુછીએ છીએ કે ચુંટણી થઇ ગયા પછી મહીનાઓ ને મહીનાઓ વીતી જાય છે છતાં સરકાર તરફથી પોતાના સભાસદો નીમવાનું કાર્ય કેમ મુલતવી રખાય છે ? સરકાર તરફથી જે સભાસદો નીમાવવા જોઈએ તે બાબતની જીલ્લાઓના અમલદારો તરફથી જે ભલામણો મોકલવામાં આવે છે તે માત્ર કોમી કારણોને લીધે અને હિંદુઓને પ્રમુખો થતા અટકાવવા માટે વારંવાર પાછી મોકલવામાં આવે છે અને જીલ્લાઓના અમલદારોને સ્પષ્ટ સૂચનાઓ કરવામાં આવે છે કે તમે અમુક માણસોની ભલામણો કરો એ શું ખરી વાત છે ? ૧૯૪૧ માં વસ્તી ગણત્રી થવાની છે. એ ગણત્રીમાં હિંદુઓના સંખ્યાની બરોબર ગણત્રી થાય તેને માટે સરકાર શું પગલાં લેવા માંગે છે તે પણ અમે જાણવા માંગીએ છીએ. વસ્તી ગણત્રી માટે મુખ્ય અમલદારોની જે નીમણુંકો થાય તેમાં એક મુસલમાન તથા એક હિંદુ એમ બે અમલદારોની નીમણુંકો થવી જોઇએ એવી જે માંગણી હિંદુ સભાના મંત્રી તરફથી કરવામાં આવેલી છે તેનો પ્રત્યુત્તર પણ કેમ હજી સુધી મોકલવામાં આવ્યો નથી ?

કેટલાક જીલ્લાઓમાં જ્યાં હિંદુઓ હાલમાં બહુમતિમાં છે તે જીલ્લાઓમાં હિંદુઓને લઘુમતિમાં ફેરવી નાખવા માટે જીલ્લાઓની તથા

તેમના પેટા વિભાગોની નવેસરથી પૂનર્રચના કરવા માટે સ્થાનિક અમલદારો ઉપર દબાણો કરવામાં આવે છે એ શું ખરી વાત છે? આ બધી હીલચાલોનું એકજ પરિણામ આવે કે હાલમાં કેટલાક જીલ્લા બોર્ડોમાં હિંદુઓની જે થોડી પણ લાગવગ છે તેનો સંપૂર્ણ નાશ થઈ જવાનો.

## હિંદુઓ વીરૂદ્ધ ચાલી રહેલું ભયંકર પ્રચારકાર્ય

કેટલાક મુસ્લીમ વર્તમાનપત્રો હિંદુઓ વીરૂદ્ધ ભયંકર પ્રચાર કાર્ય ચલાવવાનો ધંધો લઈનેજ બેઠેલા છે. તેમની સામે બીલકુલ પગલા ભરવામાં આવતા નથી. એટલુંજ નહિ પણ આવા એક વર્તમાન પત્રને સરકાર તરફથી પ્રજાની જાહેર તીજોરીમાંથી રૂા. ૩૦,૦૦૦ જેટલી મોટી રકમ બક્ષીસ આપવામાં આવી છે! એ ઉપરથી સામાન્ય રીતે એવુંજ અનુમાન થઈ શકે કે હિંદુઓ વીરૂદ્ધ પ્રચાર કાર્ય કરનારા વર્તમાન પત્રોને તો સરકાર તરફથી ખાસ ઉત્તેજન આપવામાં આવે છે. હમણાંજ ધારાસભામાં જે વર્તમાનપત્રો પાસેથી જામીનગીરી લેવામાં આવેલી છે તેની યાદી રજુ કરવામાં આવેલી હતી. એ યાદી વાંચ્યાથી સ્પષ્ટ માલમ પડે છે કે સરકાર માત્ર હિંદુ વર્તમાન પત્રો સામેજ સખત હાથે પગલા લેવા માંગે છે. મુસ્લીમ વર્તમાનપત્રોને ગમે તે લખવાની સંપૂર્ણ છૂટ છે.

બંગાળાના હાલના પ્રધાન મંડળના અમલમાં હિંદુઓની સ્થિતિ કેવી છે અને તેમના ઉપર કેટલેક સ્થળોએ જેવા કે-પબના, સીરાજગંજ, માલ્દા અને નોઆખલીમાં કેવા કેવા જૂલ્મો થઇ રહેલા છે તે જો મૂખ્ય મંત્રી કે ગૃહમંત્રી અમારી સાથે એ જીલ્લાઓમાં મુસાફરી કરે તો અમે તેમને તે બતાવી શકીએ એમ છે. ગૃહમંત્રી ધારાસભામાં જાહેર કરે છે કે નોઆખલીના સંબંધમાં વર્તમાનપત્રોમાં જે હકીકતો પ્રસિદ્ધ થયેલી છે તે ખોટી છે. જો ગૃહમંત્રી તપાસ સમિતિ કે તપાસ કરનાર અમલદાર સમક્ષ જુબાની આપનારાઓને કોઈપણ રીતે હેરાન કરવામાં નહિ આવે એવી ખાત્રી આપવા તૈયાર હોય તો અમે સાબિત કરી બતાવવા તૈયાર છીએ કે વર્તમાન પત્રોમાં જે હકીકતો પ્રગટ થઈ છે તે સોળે સોળ આના ખરી છે.

નોઆખલીમાં જે બની રહેલું છે તેના પુરાવા તરીકે અમારી પાસે એ સ્થળના ૧૫૦ પ્રતિષ્ઠીત ગૃહસ્થોના લેખીત નિવેદનો મોજુદ છે. નીચેની હકીકતો પ્રત્યે અમે ગૃહમંત્રીનું ખાસ ધ્યાન ખેંચીએ છીએ.

(અ) હિંદુઓ વિરૂદ્ધ મુસ્લીમોને ઉશ્કેરી મુકે એવા ભાષણો છડેચોક કરવામાં આવે છે. આ બાબતમાં ત્યાંના જાહેર કાર્યકર્તાઓએ પોલીસ તેમ મેજીસ્ટ્રેટો સમક્ષ લેખીત ફરીયાદો ઘણીયેવાર કરેલી છે, છતાં તે સંબંધમાં સરકાર તરફથી કાંઈપણ પગલાં ભરવામાં આવતા નથી. ભાષણ કરનારાઓ પૈકી કેટલાક તો હક સાહેબના પ્રધાન મંડળને ટેકો આપનારા છે. અને તેમાંના એક તો લેજીસલેટીવ એસેમ્બ્લીના સભાસદ પણ છે: એ સભાસદે આપેલા ભાષણોમાંથી કેટલાક સૂચક નમુનાઓ અમે નીચે રજુ કરીએ છીએ,

(૧) "મુસ્લીમોએ હિંદુઓનો એવો સખત આર્થિક બહિષ્કાર કરવો કે જેથી તેમની સ્થિતિ ભૂખે ટળવળતા લડાઈના કેદીઓ જેવી થઈ રહે."

(૨) "અઢીસો વર્ષ પછી બંગાળામાં ફરી પાછું મુસ્લીમોનું રાજ્ય આવેલું છે. જો હિંદુઓને બંગાળામાં વસવું હોય અને જીવતા રહેવું હોય તો તેમણે મુસ્લીમોની પુરેપુરી તાબેદારી ઉઠાવવી પડશે."

(૩) "હિંદુઓ જે દેવીઓની પૂજા કરે છે તે તો વેશ્યાઓ છે."

(૪) એક શાળાના હિંદુ હેડ માસ્તર તથા બીજા એક ગ્રેજ્યુએટ શિક્ષકને ખાસડે ખાસડે મારવાને એ સભાસદે મુસ્લીમોને ઉશ્કેર્યા હતા અને પોતાની હાજરીમાં એ બેને ખાસડાનો માર મરાવ્યો હતો અને બીજા હિંદુઓને સખત માર મારવાની ધમકી આપવામાં આવી હતી.

(૫) "પહેલાં આ પ્રાંતમાં જ્યારે મુસ્લીમોનું રાજ્ય હતું ત્યારે આપણને ખુશ કરવા અને આપણી મહેરબાની મેળવવા હિંદુઓ પોતાની મા બહેનોને સુંદર શણગાર સજાવી રાજદરબારમાં આપણા આનંદ માટે આપણી પાસે મોકલતા હતા. હાલ એમાંનું કાંઈ બનતું નથી તેજ બતાવે છે કે આપણી એટલે અંશે પડતી થઈ છે.

(૬) "મારી તમને ખાસ આગ્રહપૂર્વક વિનંતિ એ છે કે બંગાળામાં તમે જે મારવાડી હિંદુ વેપારીને દેખો તો તેને ખાસડે ખાસડે મારી બંગાળાની બહાર હાંકી કાઢો."

(૭) "તમારે કોઇ પણ હિંદુના દુકાનેથી બીલકુલ માલ ખરીદ કરવો નહિ. પણ હિંદુઓને તેમની દુકાનો બંધ કરવાની ફરજ પાડી તેમને ભીખ માગતા કરી દો.

(૮) "હિંદુઓએ સમજવું જોઈએ કે હાલમાં બંગાળામાં હક સાહેબનું રાજ ચાલે છે. હિંદુઓએ બંગાળામાં રહેવું હોય તો અમારા તાબેદારો તરીકે જ રહેવાનું છે."

(૯) "હિંદુઓને આપણે હાથે મારી નાખવા નથી પણ એમને ભૂખે ટળવળાવી મારી નાખવાના છે."

(૧૦) "રાજપૂર, દત્તાપુરા, નંદીગ્રામ અને કારપરાના બજારોમાં મેં શું કર્યું છે તે હિંદુઓ દેખતા નથી? હિંદુઓની માલકીના જે જે બજારો હોય ત્યાં મુસ્લીમોએ પગ મુકવો એ હરામ છે."

આવી જાતના ભાષણોના સંપૂર્ણ રીપોર્ટો જીલ્લાના કલેક્ટરોને, કમીશનરોને તેમ ગૃહમંત્રીને મોકલી આપવામાં આવેલા છે છતાં તેમના સંબંધમાં કાંઈ પણ પગલા લેવામાં આવતા નથી.

(ब) ઘણે સ્થળે છ ચોક રીતે હિંદુઓની માલ મિલકત લુંટી લેવામાં આવે છે છતાં કોઇ તેમની દાદ ફરીયાદ સાંભળતું નથી.

કોમી માનસ ધરાવનારા મુસ્લીમોને લવાદ બોર્ડોના સભાસદો નીમવામાં આવે છે. તેમના વહીવટમાં હિંદુઓની મુડીઓનો નાશ થઇ રહેલા છે. લવાદ બોર્ડોના વહીવટમાં હિંદુઓ અને મુસ્લીમો વચ્ચે દેખીતો પક્ષપાત કરવામાં આવે છે, અને આ રીતે રાજકીય અસ્મિતાનું ભાન ધરાવનાર મધ્યમ વર્ગના હિંદુઓની કરોડો ભાગી નાખવામાં આવે છે.

લમચર, શ્રીપુર, જગતપુર, કારપારા, રામગંજ વગેરે ગામડાઓમાંથી અમે ૧૦૦ ઉપર પ્રતિષ્ઠિત હિંદુઓના લેખીત નિવેદનો એવી મતલબના મેળવ્યા છે કે તેમની સ્થાવર મીલકત મુસલમાનોએ તેમની પાસેથી જોરજુલમથી પડાવી લીધો છે. આ સંબંધમાં પોલીસમાં અને મેજીસ્ટ્રેટ સમક્ષ ફરીઆદો કરવામાં આવેલી છે, છતાં તેમને દાદ મળતી નથી. જો નામદાર હકની સરકાર તપાસ સમિતિ નીમે તો જેમની મીલકત આ રીતે લુંટાઇ ગઈ છે તેમના નામ, ઠેકાણાઓ તેમ મીલકતનો પ્રકાર વગેરેની સંપૂર્ણ હકીકત અમે એ સમિતિ સમક્ષ રજુ કરવા તૈયાર છીએ,

(ક) એવા પણ અનેક દાખલાઓ છે કે જ્યાં હિંદુઓને ભર બજારમાં સખત માર મારવામાં આવેલો છે. આ સંબંધમાં તેમણે પોલીસમાં ફરીયાદો કરેલી છે છતાં તેમને બીલકુલ રક્ષણ મળતું નથી.

## (ૡ) સ્ત્રીઓ ઉપર થતા અત્યાચારો.

હિંદુ સ્ત્રીઓ ઉપર મુસ્લીમ પુરૂષોએ કરેલા અત્યાચારો સંબંધમાં ઘણી ફરીઆદો સરકારી પોલિસ સમક્ષ નોંધાયલી છે. પણ એ ઉપરાંત અત્યાચારો અને બળાત્કારોના અનેક દાખલાઓ સ્ત્રી, પુરૂષોના નામ સાથેની સંપૂર્ણ હકીકત અમારી પાસે છે. જો આ સંબંધી ખાનગી અને ગુપ્ત તપાસ કરવામાં આવે તો અમે બધી માહિતી એ તપાસ કરનારાઓને પુરી પાડવા તૈયાર છીએ.

## ૬. હિંદુ ધર્મ ઉપર આક્રમણો

હિંદુઓની ધાર્મિક પૂજાઓમાં જાણી જોઇને અડચણો નાખવામાં આવે છે. દુર્ગા માતાના મંદિરોમાં પૂજા વખતે મુસલમાન પુરૂષો જોર જૂલમથી ધક્કા મુક્કી કરી પેસી જાય છે અને પછી ત્યાં ધાંધલ અને તોફાન મચાવી મુકે છે. આ બાબતના પણ અમારી પાસે અનેક પુરાવા છે.

ક. હિંદુઓનો આર્થિક બહિષ્કારનો ઉપદેશ તો ગામેગામ છડેચોક આપવામાં આવે છે, રાજપુરા, દત્તાપુરા, કારપુરા અને નંદીગામમાં તો હિંદુઓની દુકાનો ધોળે દહાડે લુંટાય છે. એટલું જ નહિ પણ એ દુકાનોનો નાશ કરવામાં આવે છે.

મુસ્લીમ મજૂરોને હિંદુઓને ઘેર બીલકુલ પણ કામ ના કરવા માટે ઉશ્કેરવામાં આવે છે.

## ગ. કેળવણી ખાતાની નોકરીમાં હડહડતો કોમી પક્ષપાત.

નોઆખલી જીલ્લામાં એકંદર અગીઆર સબ આસીસ્ટંટ એજ્યુકેશનલ ઈન્સપેક્ટરો છે. એ જીલ્લામાં હિંદુઓની વસ્તી ઘણી છે, તેમ હિંદુઓની નિશાળો પણ ઘણી છે; છતાં એક પણ સબ આસીસ્ટંટ એજ્યુકેશનલ ઈન્સપેક્ટર હિંદુ નથી. હિંદુઓના લત્તાઓમાં આવેલી પ્રાથમિક શાળાઓને ખસેડી જાણી જોઇને

મુસ્લીમ લત્તાઓમાં લઈ જવામાં આવે છે અને તેથી કુમળી વયના નિશાળે ભણુવા જતા હિંદુ બાળકોની અનેક જાતની પજવણી થાય છે.

૬ નોઆખલી જીલ્લામાં ૯૦ ટકા વહીવટી અમલદારો મુસ્લીમો છે, તેથી તેઓ હિંદુઓની ફરીયાદો સાંભળવાની બીલકૂલ દરકાર કરતા નથી. તેમ તેમના તરફથી હિંદુઓને કોઈ પણ જાતનું રક્ષણ મળતું નથી.

વડા પ્રધાન નામદાર હકના જાહેર આહ્વાનના પ્રત્યુત્તરમાં ઉપરનું નિવેદન અમે બહાર પાડયું છે. અમે ફરી એક વાર જણાવીએ છીએ કે આ નિવેદનમાં રજુ કરેલી હકીકતો સંપૂર્ણ નથી. એ તો માત્ર માર્ગસૂચક નાની યાદી છે. આ બધીએ હકીકતોની ખાસ તપાસ થવાની જરૂર છે. નોઆખલી જીલ્લાની તપાસ તો વહેલામાં વહેલી તકે હાથ ઉપર લેવાની ખાસ જરૂર છે. માત્ર સરકારી અમલદારો મારફત જો તપાસ કરવામાં આવશે તો હિંદુ કોમનો એ તપાસ ઉપર વિશ્વાસ નહિ બેસે; તેમ તેવી તપાસથી તેમને બીલકુલ સંતોષ પણ નહિ થાય. મુખ્ય મંત્રી અથવા તો ગૃહમંત્રી પોતે જાતે પોતાની સાથે હિંદુઓનો વિશ્વાસ ધરાવનાર એકાદ બે હિંદુ નેતાઓને રાખી તપાસ કરે એવી અમારી માંગણી છે. માત્ર હિંદુઓના હિતને માટે નહિ પણ આખા બંગાળાની પ્રતિષ્ઠા માટે પણ આ બાબતની સંપૂર્ણ અને નિષ્પક્ષપાતી તપાસ થવાની જરૂર અમને લાગે છે.



